શ્રી કૃષ્ણ ભગવાનનો પરમ ભક્ત

# નરસિંહ મેહેતો

## નાટકના ઓપેરા.

વાંકાનેર "આર્યહિત વર્ધક"

નાટક કંપનીને માટે


રચીને પ્રસિદ્ધ કરનાર

રાવળ ત્રંબકલાલ દેવશંકર

તથા

ત્રવાડી ત્રંબકલાલ રામચંદ્ર

વાંકાનેર આ૦ હિ૦ વ૦ ના૦ કંપનીના માલેકો.



આવૃતિ પહેલી    પ્રત એક હજાર.





અમદાવાદ

સિવિલ ઇસ્પિતાલ સામે પાનાભાઇની

વાડીના મેડા ઉપર વિશ્વેશ્વર પ્રેસમાં

ઇશ્વરદાસ જેકણદાસે છાપી.

સંવત ૧૯૫૮    સને ૧૯૦૨.

કીંમત રૂ. ૦—૨—૦

## પાત્રોના નામ.

સુત્રધાર } —નાટચકાર સ્ત્રી પુરૂષ.
નટી }

નરસીંહરામ—શ્રીકૃષ્ણ ભગવાનનો પરમ ભક્ત જુનાગઢનિવાસી નાગર

અનંતરાય—નરસીંહરામનો સહોદર વડીલભાઈ

સારંગધર—અનંતરાયનો સાળો અને કમળાનો ભાઇ

લ્હેરચંદ—લોભીલાલનો દિકરો કાંઇ સાધુ સેવી વાણિયો

માણુક—નરસીંહ મહેતાની સ્ત્રી

કમળા—નરસીંહ મહેતાની ભોજાઈ અનંતરાયની વહુ

કુંવરબાઈ—નરસીંહરામની દીકરી

સામળશા—નરસીંહરામનો દીકરો

ભદ્રશીલા—લોભીલાલની સ્ત્રી અને લ્હેરચંદની મા

લોભીલાલ—મહાન લોભીવાણિયો લ્હેરચંદનો બાપ

ઓઝલો—શ્રીરંગધરનો ગોર. વડનગર નિવાસી

મદન મેતો—જુઠીબાઇનો બાપ સામળશાનો સાસરો

માનબાઈ—મદન મેતાની સ્ત્રી જુઠીબાઇની મા

જુઠીબાઇ—સામળશાની સ્ત્રી મદન મેતાની દીકરી

તાના } —જુઠીબાઇની સહીયરો અને નરસીંહરામની શિષ્યા શ્રેષ્ટ
રીરી } ગાનારી

દિક્ષીત—મદન મેતાનો ગોર વડનગર નિવાસી

શ્રીકૃષ્ણ—પરમાત્માનો દ્વાપરમાં થએલો અવતાર

રાધાજી—મહામાયા જગત જનુની શ્રીકૃષ્ણની સ્ત્રી

માંડળિક—જુનાગઢનો રાજા

**પદમસેન**—વડનગરનો રાજા

**બાપરો** }
**કોડયો** } —જુનાગઢ નિવાસી ચોર ધુતારા વિગેરે

**છબલ**—શ્રીરંગધરની દીકરી. કુંવરબાઈની નણંદ

**નારદ**—બ્રહ્માના મનસીજ પુત્ર. પ્રભુના પરમ ભક્ત

**ધર્મરાજા**—મૃત્યુલોકના જીવનો ન્યાય કરનાર ન્યાયાધિશ

**વિશ્નુ**—સત્વગુણના અધિકારી ક્ષીરસાગરવાસી પ્રભુ

**પાનકુંવર**—શ્રીરંગધરની વહુ કુંવરબાઈની સાસુ

**માનકુંવર**—શ્રીરંગધરની પુત્ર વધુ કુંવરબાઈની જેઠાણી

**શ્રીરંગધર**—નરસીંહરામનો વેવાઈ. કુંવરબાઈનો સાસરો

**તાનસેન**—અકબર બાદશાહનો ગવૈયો

**અનુપરામ** }
**રૂપરામ** } —વડનગર નિવાસી નાગર ગૃહસ્થ તાનારીરીના પતિ

ભરવાડ, સાધુઓ, નાગરો, ગોપીયો, શંકર, જાનૈયા, જાત્રાળુ ભીખ, સુખાનંદ, વસંતરાય, સંન્યાસી, ભીખડો, સૈવી રાજમાતા વિગેરે



# શ્રીકૃષ્ણ ભગવાનના પરમ ભક્ત નરસીંહ મહેતાના નાટકનો ટુંક સાર.

## અંક પહેલો.

પ્ર. ૧ માં—નટી અને સુત્રધારની વાતચીતથી વસ્તુ સુચન

પ્ર. ૨ માં—સારંગધરની ખટપટ હેરચંદની પરોક્ષ રીતે ભલાઇ, નરસીંહરામના કુટુમ્બની ધીરજ અને અનંતરાય તરફથી નરસીંહરામના કુટુમ્બનો તિરસ્કાર

પ્ર. ૩ માં—લોભીલાલનો લોભ, ભદશીળાની ભલાઈ અને હેરચંદ તરફથી નરસીંહરામના કુટુમ્બને મળતો આશ્રય

પ્ર, ૪ માં—ભરવાડ સારંગધર અને હેરચંદ વચે ભક્તિનું ખંડન મંડન તથા નરસીંહરામના સાત અપવાશથી ગોપનાથ મહાદેવનું પ્રસન થવું.

પ્ર. ૫ માં—કુંવરબાઇનું સાસરે જવું. ભાઇ બ્હેનનો પ્યાર. માતાનો વાત્સલ્ય ભાવ, હેરચંદની ભલાઈ અને સારંગધરની બુરાઇ.

પ્ર. ૬ માં—કાનગોપીનું રાસમંડળ અને નરસીંહને વરદાન મળવું.

પ્ર. ૭ માં—લોભીલાલનો હાસ્ય રસ ભરેલો લોભ.

પ્ર ૮ માં—ગનારીરી સાથે જુડીબાઇની નિર્દોષ રમત તથા મદન મ્હેતે દિક્ષિત પંડયાને જુડીબાઇનું વેવિશાળ કરવા મોકલવો.

પ્ર. ૯ માં—નરસીંહરામની ઉદારતા, સારંગધરની નીચતા હેરચંદે નિશ્પક્ષપાત રહી કરેલો ન્યાય. નરસીંહરામે ઢેઢને ત્યાં ભજન ગાવા હા પાડવી જેથી સારંગધરે નાતબાર કરવા વિચાર કરવો. દિક્ષિતે આવી પ્રભુની માયાથી નાગરના છોકરાઓને નાપાસ કરી નરસીંહરામને ત્યાં જવું.

પ્ર. ૧૦ માં—સારંગધરે મહારાજા માંડળિક પાસે નરસીંહરામ માટે ફરિયાદ કરવી.

પ્ર. ૧૧ માં—પ્રભુની ભકિતમાં ભાન ભુલેલા નરસીંહરામના પુત્ર સામળશાનું પ્રભુએ વાણીયાના વેશથી સગપણ કરવું અને સારંગધર તથા લોભીલાલની સમક્ષ અંતરીક્ષથી સોના મોહોર આપવી.

## અંક બીજો.

પ્ર. ૧ માં—નરસીંહરામના દીકરા સાથે સગપણ કર્યું જેથી મદન મેતાએ નારાજ થઈ નરસિંહરામથી લાવી શકાય નહીં તેવી સામગ્રી સાથે જાન લાવવા નાગરની શીખવણીથી પત્ર લખી દીક્ષીતને મોકલવો.

પ્ર. ૨ માં—મદન મેતાનો કાગળ વાંચી નરસીંહરામે પ્રભુની સહાયતાથી તૈયારી કરવી અને માંડળીકની પરિક્ષામાં નિર્લોભી ઠરવું. સામળશાની જાન જોડવી.

પ્ર. ૩ માં—શ્રીકૃષ્ણ ભગવાને રીસાયલી ગોપીઓને મનાવી જાન જોડવા તૈયારી કરવી.

પ્ર. ૪ માં—નરસીંહરામની જાન જોઈ સારંગધરે મશ્કરી કરવી ત્યાં યાદવકુળ સાથે કૃષ્ણ ભગવાને આવવું કુંવરબાઈ તથા સામળશાનું રીસાવું અને પ્રભુએ મનાવવાં વિગેરે.

પ્ર. ૫ માં—જાન જોઇ મદન મેતાનો પસ્તાવો રાજા પદ્મસેનનું આવવું મદન મેતાને ધીરજ દેવી અને શામળશાના વિવાહ થવા વિગેરે.

પ્ર. ૬ માં—લોભીલાલે પૈસા ચોરાવાની ચીંતા કરવી. ખાપરે અને કોડીયે આવી લોભીલાલને છેતરવો અને અંતે લોભીલાલના પ્રપંચથી રાઇ લઇ જવી.

પ્ર. ૭ માં—નરસીંહ મેહેતે તાના રીરીને વરદાન દેવું. અને ખરા ભક્તોને ચતુર્ભુજ સ્વરૂપનાં દર્શન થવાં.

પ્ર. ૮ માં—જુઠીબાઇએ સખીઓ સાથે ગરબો ગાવો સામળશા સાથે

વિનોદ વાત કરવી. નરસીંહરામે જાત્રાળુને હુંડી લખી આપવી અને માણકબાઈનું મરણ થવું.

પ્ર. ૯ માં—બાપરે કોઠિયે રાઈ વેચવા આવવું લોભીલાલે રાઈ પડાવી અને જીવન ગોરને મરવા પડેલી ગાઈ દાનમાં આપી મરણને શરણ થવું.

પ્ર. ૧૦ માં—નાગર ગ્નાતિએ નરસીંહરામને જમવા નોતરી ભાણા પરથી ઉઠાડવો જેથી કૃષ્ણ ભગવાને કોપ કરી નાગર ગ્નાતિમાં ઢેઢ બતાવવા.

પ્ર. ૧૧ માં—લોભીલાલને પુન્યના બદલામાં બે ઘડી કામદુગ્ધા સોંપવાં અને લોભીલાલે ધરમ રાજાને શીંગડે મારવા હુકમ કરવો જેથી આગળ ધર્મરાજા પાછળ કામદુગ્ધા અને તેની પાછળ લોભીલાલે નાસવું.

પ્ર. ૧૨ માં—ધર્મરાજાએ વિષ્ણુને શરણે જવું ત્યાં બે ઘડી પુરી થવી લોભીલાલને પાપની શીક્ષા કરવા તૈયારી લોભીલાલે ડહાપણથી પાપ મુક્ત થવું. અને ધર્મરાજાએ લોભીલાલને શ્રાપ આપવો.

## અંક ત્રીજો.

પ્ર. ૧ માં—કુંવરબાઈનું સીમંત સાસુ નણંદ તથા જેઠાણીની ક્રૂરતા અને કુંવરબાઈની નમ્રતા.

પ્ર. ૨ માં—નરસીંહરામને વિષયલંપટ કરવાસારંગધરે ફુલકીને મોકલવી.

પ્ર. ૩ માં—કૃષ્ણ ભગવાને સામળશાના રૂપથી જાત્રાળુને હુંડીના રૂપિઆ આપવા.

પ્ર. ૪ માં—દીપકથી દાઝેલા તાનસેને મલાર ગાનાર શોધવો.તાનારીરીની ભેટ થવી અને તેને આજીજી કરી તેની સાથે તેને ઘેર જવું.

પ્ર. ૫ માં—ફુલકીનો ફરેબ નરસીંહરામનું જીતેંદ્રિયપણું અવગતીયા-લોભીલાલનો પુત્ર પ્રતિજુલમ અને કુંવરબાઈને મામેરૂં કરવાતૈયારી.

પ્ર. ૬ માં—કુંવરબાઇ માથે તેના પતિ વસંતરાયનો જુલમ અને કુંવરબાઇની ધીરજ.

પ્ર. ૭ માં—નરસીંહરામની નાગરોએ મશ્કરી કરવી નરસીંહરામે પ્રભુ પાસેથી વરસાદ વાટે પાણી લેવું નરસીંહરામની દ્રઢતા જોઇ શ્રીકૃષ્ણે દામોદર દોશીના રૂપથી કુંવરબાઇને મામેરૂં કરવું તાના રીરીના પતિને સજીવન કરી નરસીંહરામે પરચો બતાવવો તથા અંતે ભજન ગાઇ આકાશ વાટેથી ઓછો રહેલો કમખો મગાવવો વિગેરે.

પ્ર. ૮ માં—સારંગધર તથા અનંતરાયે નરસીંહરામની નીંદા કરવી સારંગધરને સર્પડંશ થવો નરસીંહરામે આરામ કરવો છતાં સારંગધરે નરસીંહરામના મામાને સાથે લઇ ભજનમાં ભંગ પાડવા જવું.

પ્ર. ૯ માં—નાગરોએ છુપાવું નરસીંહરામને તેની મામીને રૂપે ભગવાને પાણી પાવું જે જોઈ સારંગધરે નરસીંહરામ ઉપર ફરિયાદ કરવા જવું.

પ્ર. ૧૦ માં—સન્યાસી રામભક્ત તથા શૈવીએ મળી નરસીંહરામ સાથે માંડળીકની સભામાં ધર્મ સબંધી વિવાદ કરવો. તેમાં સંન્યાસીની ખોટી વાકયપટુતાથી તથા સારંગધરની ખોટી ફરીયાદીથી માંડળિકે નરસીંહરામને કેદ કરવો.

પ્ર. ૧૧ માં—નરસીંહરામને માંડળિક મારવા તૈયાર થયો જેથી પ્રભુએ કેદારો છોડાવવો. હરિચંદે ખબર આપવા નરસીંહરામે કેદારો ગાવો પ્રભુએ આવી નરસીંહરામને હાર આપવો સહુ સહુની ભાવના મુજબ દર્શન દેવાં. દુર્જનને શીક્ષા કરવી અને સજ્જનને વરદાન આપવાં વિગેરે—શાંતી શાંતિ શાંતિ



### શ્રી કૃષ્ણ ભગવાનનો પરમ ભક્ત

# નરસિંહ મહેતો

## નાટકનાં ગાયનો.

(૧)

સુત્રધાર—

તારણ વિભૂ સુખ આગાર, ધારણ ધરણી ધીરથી બાર,
ખળ દળ ગંજન વિચાર વરદા કારણ ... ... ... તારણ.
અકળ, અગમ્ય, કરણી રમ્ય, નિગમ વંદિત વાર વાર
મંગલ કરણ પ્રધાન સત, સાર સાર ... ... ... તારણ.

(૨)

નટી—

વ્રજવાસી અવિનાસી, વિહારી મોરારી (૨)
માસી મારી, દાસી તારી પુતના ને કૂબજા. ... ... વ્રજ.
વંદ્રાવનમાં ધેનું ચારી, આહિર કિધા સહચારી,
ગૈયારીનાં મહી લૂંટયાં, ગોવરધન તોલ્યો ગીરધારી.
સોળ સહસથિ રંગે રમીયા, છતાં ગણાયા બ્રહ્મચારી ... વ્રજ

(૩)

અનંતરાય— }
સારંગધર— } નફ્ટ નિર્લજ નકટા નરસઇયાની નારી નીકળ તારી વેળા લહી
કમળા— }

માણેક—જાતાં જાતાંમાં કાં માતાજી મારોછો મેણાં ટેણાં હવે હદ થઈ,

કુંવરબાઇ— }
શામળશા— } કરડી આંખો સાને માટે કરોછો. જુડાઇનો ભાર બાજુ ભરોછો.

અ–સા–ક—અભાગીને પેટ પડયાં શું જઇ ... ... ... ...નફ્ટ

**લહેરચંદ**—તમેં અભાગી એ છે સુભાગી.

**અ-સા-ક**—તારી પણ સાથે શુધ્ધિ બુધ્ધિ ગઇ ... ... ...નટ૨૮.

**કું-શા**—છાતીમાં ઘાલ્યાં પ્રિતેથી પાળ્યાં ઓચીંતી આવીમતિસાથીથઇ

**અ. સા. ક.**—ખાતાંને પીતાં એ લાલાં વિત્યાં જાશે. હવે પાણી
હરામ કહી-નટ૨૮.

**લોભી લાલ-લહેરચંદ (૪)**

**લોભી**—માથું કુટીને મર, પણ નહીં દઉં જર ઉડાવા (કોડીએક)

**લહેર**—ખૂબ ખરચ્યો જર આવ્યો અવસર

**લોભી**—થાઇ બાવા......(અંતેતો)

**લેહેર**—ખરેખર છો પથ્થર

**લોભી**—બૂડી મર. બૂડી મર

**લહેર**—હેં ?

**લોભી**—હા ? હા ? પૈસો મારો પરમેશ્વર ને હું પૈસાનો દાસ,
પૈસો આપે દિનને તેનું જાય સત્યાનાશ.

**લહેર**—આવો ધરમ જગ ફેલશે, ભાર કેમ માતાજી ઝીલશે

**લોભી**—નનામિમાં વિત્ત મેલશે, ફૂલડું બાવીનું ખીલશે.

**લહેર**—હે !

(૫)

**લહેરચંદ, સારંગધર, ભરવાડ,**

**લહેર**—ધરણીમાં વ્યાપક જળ સ્થળે શ્રી "જગતનાથ" છે.
સુજનને ફળ ખળને સજા તેને હાથ છે.
ભકતને સુખે સુખી દુઃખે દુઃખી દયાળુ થાય છે.
દુષ્ટની કરી કજા સુખી પ્રજા કરવા ધાય છે. ધરણી.

સારંગ—( પૂન્ય પાપ એમ નથી માન્યાં, પોથાં થોથાં જાણો. )
( મરજી મુજબ ચાલી જગમાં મોજ મઝાની માણો )

ભરવાડ—ઠાલા ભુલા ઠાકર હારૂ. બાઝી કાં મરો,
બાઝી કાં મરો એ મુરખા કજીયા કાં કરો.... ઠાલા.
લડકાયા થઇ હડીયું કાઢો, હામે નાં ઠરો,
હાસો દલનો ભાવ હોય તો, ક્યાંસેઈ પરો

લહેર..........................................ધરણીમાં.

શામળશા— (૬)

મુજને તજી નહીં જા, પ્યારી એ બ્હેની
વિર વિર કહેતી બચીયો લેતી થાતું નમેરી કાં. પ્યારી.
રમી મુજ સંગે જમી ઉછરંગે. હવે પંખીડી ન થા, પ્યારી.

કુંવરબાઇ— (૭)

પૂરણ પામી પ્રિતેથી શણગાર, પુજ્યું પુરૂષોત્તમ નિરધાર;
હીરચીર પટહાટક હીરા, ઓઢ્યું અંગ ઓપાવે (માત)
એથી અધીકું અંગ ઓપાવે, હરિ કિરતન જો જીભ્હાપરે આવે.
કૃષ્ણ નામનાં કંકણ રૂડાં હરિ નામના હારો. (માત.)
ગોર ચત્રભુજ નામતણાં સુ, પીયરથી એ કરીયાવર મારો પૂરણ.

(૮)

કૃષ્ણ, શંકર, નરસિંહ.

કૃષ્ણ—હર હર હર આપ દરશ, પામી થયાં શીત નયનો
અતિ જગ ભ્રમ હરણ હાર...............પામી.
આપ ચરણ કમળ ખાસ, તજે નહીં મન મધુપ પાસ.

આશીશ ઇચ્છે છે એવી દાસ..............પામી.
શંકર—મુજ મન માનસરમરાલ, થઈ રહો સદા પ્રણુતપાલ
તો હું માનીશ કર્યો નીહાલ.........................
કૃષ્ણ—.....................................હર હર હર
નરસિંહ—હરિ હર પ્રભુ દિનદયાળ, ચાહું નહીં ધનદારા કે બાળ.
શરણુ લ્યોને ત્રોડી જંજાળ,
કૃષ્ણ—.....................................હર હર હર

(૯)

નાચો નાચો આલી મોરી તાતાથઇ તાતાથઇ
ગાઓ ગાઓ સંગીત સુધારી,
લય શ્રુતિ ગ્રામકો બિચારી પેં વારી, જેસીરીતી, વ્હેસી પ્રિતિ.
છાંડો ભિતિ રાસ રચો...........................નાચો.
તનન તનન તાના તોમ તાના તદેરે, વા કેસી સોહે
બ્રહ્માદિ મોહે ઓ નભચારી, શુદ્ધિ બિસારી
ગૌ ત્રણ ત્યાગ્યો જ્યાં મન રાગ્યો, જયોં સુધા પાગ્યો.
રાસ રચ્યો.......................................નાચો.
ગાન તાન છાઇ રહ્યો વ્રજમેં, સરિતાકો નિર અચલ ભયો.
મુદ છવાઈ રહ્યો, આજ રંગ રાગ ઉમંગ ભયો
દિન યહી ધન્ય હે, ત્રિલોકીમેં એસો કહું દિન નહીં એહેં પ્યારી.

સારેગમ.

સાસાનીરે સાની ધપ ગરે ગમ ગરેસા પનીસા પનીસા
સારે ધનીસ ધનીસા રેગમ પધ નીધપ
નીધપ ગરે ગરેની સાની સારેગ ધની સારેગ

ધની સારેગમ ગરેસાનીની સાધપમ મગપમ ગરેમગરેસા. (નીસારેગ)
ધની ધની સાનીધપ ગધપ ગરેસા સાગરેસા
નીનીરેસાનીધ ધસાનીધપ પનીધપમ મધપમ
ગગપમ ગરે રેમ ગરેસા ... ... ( નીસારેગ )
સાસા રેરે ગગમરે ગમપ ધધની નીપપ નીધપમ ગધપમગ
સારેગ સાસા રેરે નીનીરેસા નીધપ સાનીધપ
ગપધ સાનીધપ મગરેસા ... ... ... (નીસારેગ)

**લોભીલાલ, લહેરચંદ— (૧૦)**

**લોભી**—ઠોટે મારીને મોઢું રાતું રખાય કેમ
(માનું એમ હરિ હેમ.)
**લહેર**—( નરકે જવાનો એ નેમ.)
માયામહીં લપટાઇ રેખતા ખાશો કાકા ખાંતથી (લોંડી)
**લોભી**—પાઇ દેતાં આવે મને વાઇરે. (એક)
**લહેર**—ખતા ખાશો કાકા ખાંતથી
**લોભી**—( ફોગટ જામાં ફાટી જા જા તારી માના માટી)
**લહેર**—( સાઠી બુદ્ધિ નાઠી બુઢા દશા દેખું છું માઠી)
**લોભી**—તું બાળ થયો કાંકાળ ઓઢી ચોરાળ રડું મો વાળી (૨)
કાં કપૂત નીકળ્યો પૂત ખરે જમ દુત.
**લહેર**—વાહ? વાહ! વાહજી? વાહ! વાહ? વાહજી? જી જી જી જી ?

**જુઠીબાઈ રીરી— (૨૧)**

**જુઠી**—માણો મોહન જોબનીઊં જાયે દુર
**રીરી**—તારાં નયનોનાં બાણુ મારૂં ભેદે ઉર

**જુહી**—મીઠું મનહર મુખડું મયંક છેરે
**હીરો**—તારી સિંહ કટી સરખી લંક છેરે
**જુહી**—આપ રતિ પતિ નાથ સમ ઓપતારે
**હીરો**—તારા દાડમ કળી જેવા દાંત શોભતારે
રૂડી રંભ થંભ સરખી જંઘ છેરે......................
**જુહી**—..........................................માણે.

કૃષ્ણ— ( ૧૨ )

વાહ ? મુજ દાસ પૂરણ પાસ
જગત સકળની તજી દીધી આસ.........વાહ ?
સદા સીતળ કર કેરૂં ચકોર સુંદર સુ પાન કરતાં
અતિ નયન ઉર સુ નરસિંહ મુજ મુખ ઉપર વારતા
ધરી ધીરજ ઉર માંહ્ય શ્રવણ શુભ મૃગ સ્વર ઉતારતા
ગણી પરમ મમ નામ ભગત અંતર અચળ ધારતા...વાહ?

**સ્રીઓ**— ( ૧૩ )

આજ મારે અનુપમ અવસર આવ્યો અતિ આનંદમયરે
મોતી મણીયે ચોકજ પૂર્યા દધિ કુસુમ પયરે
કરમાં શ્રીફળ કનકતણું વિર "શામળશા"નેરે
પાટ ઉપરે નયને નિરખી મનડું માનેરે.........આજ મારે.

**નરસિંહરામ, શામળશા વિગેરે (૧૪)**

વાલા વેગે આવોરે, દયા દિલે લાવોરે, બીડું મારી ભાંગવાહાજી
નહીં આવો તો છાનાં ઉઘાડું બધાં છીદ્ર................વાલા
"આહેરડામાં ઉછર્યા ગોવાળીયામાં વાસ.

કાંધે કાળી કામળી માગી પીતા છાસ,
માતા કેદે મુકીયાં, પુરો મારી આશ.
.......................હું સખું તમથી દાવોરે...બીડું
,, એ માના એ બાપના નકટા નિર્લજ બાળ
મહી માંખણુના ચોરટા કસ તણા હે કાળ.
સોડ તજો રાધા તણી દુરિજન આપે આળ
ધિસ વેગે ધાઓરે..............................બીડું.



## અંક બીજો.

જુઠીબાઇ— (૧૫)

લખ્યાં વિધિના ફરે નવ લેખ, થાયે તેવું જેવી કરમે રેખ. લખ્યા
સુર્યવંશી રાજીયો "હરિશ્ચંદ્ર" જેનું નામ.
પુત્ર પતિન વેચીયાં (જેણે) પોતે વેચાયો નિચધામ (સત્યકાજ)
બળી બંધાયો વચનથી જેણે કિધા યજ્ઞ અપાર;
વામનજીયે ચાંપીયો (જેને) પોતે રહ્યાં તેને દ્વાર (ત્રણે દેવો)

નરસિંહરામ— (૧૬)

વાલા મારા કાંડુ ઝાલીને દેમાં મને છેહરે. હો
સરવાળો સાંધે નાથ.......................
સ્વામી મારા મેં તો સોંપી છે તને મારી દેહરે...હો સરવાળો
,, સખિ ભાવથી મેં ભજ્યો, નરથયો નારી રૂપ.
ત્યારે તેં વર આપીયો, પાળત્રિભુવન ભૂપ.હો સરવાળો
,, મેં નથી માર્યાં માવલા, તારાં માને બાપ
મરણ પામીયાં મોતથી, નિવાર મારા તાપ. હો સરવાળો.

**કુંવરબાઇ તથા શામળશા—(૧૭)**

**કુંવર**—વારી વારી શું શાભે છે વિરા, બીજા પાંચીકાને પોતે હીરા.
પીરસું ખોબલીયે ખાંડુને ખીરા, દેશે બેનીને બહુ હીર ચીરા.
ધરણીધરનો સેવક સદા ધિરા, જેને નિરખીને લાજે અમીરા.વારી
**શામળશા**—શુભ ચાહક જગવિરનું બ્હેન વિના નહીં કોય
**કુંવર**—વંશ વધારક તાતના, દીર્ઘાયુ તવ હોય.
**શામળશા**—આપ તું આશીશ,સુખડાં પામીશ,દુઃખડાં વામીશ બ્હેન
**કુંવર**— ................................વારી વારી
**શામળશા**—ધન ધન મારી બેનડી, વિણુ સ્વારથ તુજ પેર.
**કુંવર**— સ્વારથ સહુ સંસારમાં, નહી "નરસિંહ"ને ઘેર
**શામળશા**—સાચી સાચી પ્રીત ચોટી તારે ચિત્ત, ગાતું મને ગીતબ્હેન
**કુંવર** ................................વારી વારી,

**માંડળીક**— (૧૮)

વારે વા વારે વા કેવી લે લાગી હરિમાં
કપૂર મળ્યું મરીમાં વાટસરી સિંધુમાં. વારે વા.
હરિ હરિના દાસો તે એક રૂપ છે, હરિ સિંધુ દાસો મેઘ જેવા.
દાસો વાયુ શ્રી ખંડ તરૂ હરિ છે વારે વા.
દયા દિનતા સદાય વસી ઉર છે, તરૂવર સરોવર સંતે
નીજ દેહી પરમારથે ધરી છે. લારે વા.

**કૃષ્ણ**— (૧૯)

મારી આશા પૂરો, રાધા રઢીયાળી નાર (૨)
અંગે અનંગ આગ લાગી અતિ આવાર
આલીંગનથી આજ ઠારો કરીને પ્યાર. મારી.

અંગ હીમાળા સમું સુંદરી અડતાં ઠરશે અંગમાર. મારી

(૨૭)

**કૃષ્ણ, રાધા, જાંબુવતિ, સત્યભામા**

ત્રણે—હરિ જાઓ જાઓ છોડો છોડો માનીતીને બોલાવોને સ્યામ
જાં—હવે નહીં બોલું મારો ઘુંઘટો ન ખોલું મુકો નામ
કૃષ્ણ—વ્હાલી મારી ઠાલી ભૂલી, હઠ કરી હઠે શું ભરાય
નહીં સોહાય નહીં સોહાય, નહીં સોહાય
ત્રણે—........છોડો હાથને..............જાઓજી જાઓ
જાંબુ—ઉજળું એટલું દુધ જાણીને ઠગાણી બાઈ
રાધિકા—બીલુડા તે મગડામેં માન્યા સખિ ભૂલી ગઇ
કૃષ્ણ—કદી મારી ભૂલ હોય, માફી દેવી જોઇયે તોય.
ત્રીજે કાને સુણે કોય, જરા તો વિચારી જોય
ત્રણે—( ત્યારે અમે નથી લાયક )
કૃષ્ણ—શાણી જાણી હવે વાણી તમારી મેં સોંપુ સહુ ને કામ
ત્રણે—આધીન રહીને ચાલો જો સ્વામિ તો રીસાવું હરામ
રા સ —વિગતેથી વેહેંચી આપો વ્હાલા મારા અધિકાર
જાણીયેં જરૂર તો તો પૂરે પૂરો રાખ્યો પ્યાર.
કૃષ્ણ—સત્યભામા તેડી જાય, રાધિકાજી ગીત ગાય
જાંમ્બુવતિ વાયુ વાય, લક્ષ્મીદીપક સાલ

**શામળશા, કુંવરબાઈ—** (૨૧)

માતા રાણી રાધિકા પિતા જગત પ્રતિપાળ
સાચાં એજ સંબંધીયો બીજી આળ પંપાળ
જગતણી અટપટી ખટપટ છોડી નાથજી નામનારે (૨)

હાર હૈયે હોંશે ધારીયા છે (રૂડા)
સ્વારથી સંગ છોડયો નાથથી નેહ જોડયો
પાપનાં પૂતળાં સંસારિયાછે (કુડા) જગતણી.
પૈસા માટે પાળતા સહુ સંસારી સ્નેહ
પ્રાભુસંગ સ્વારથ ગયો, કરે દેહની ખેહ
દોષ નજરેથી દેખી પ્રીત પ્રપંચી પેખી
તાપ ત્રિવિધના નિવારિયા છે (ઝેરી)
દાસ ધીરજની ધારી ભાલું ભકતીનું મારી
માનમદ મોહ મનથા મારિયા છે (વેરી) જગતણી

**સ્ત્રીઓ—** ( ૨૨ )

એક ખેડયાંરે ખેતરનીરે ખીજડ વાપરીરે
એક તેનોને ઘડાવ્યોરે માણુકથંભ
વનમાળિડે ઘેર્યો માંડવોરે..............................ટેક,
મારે મદનરાયરે વ્હેવારીયાની પરણે બેટડીરે
પેલા નરસિંહરામ હળખેડુની આવે જાન...............વન.

**સ્ત્રીઓ—** ( ૨૩ )

ત્રિકમ તોરણુ રામ પધાર્યા લેરેપનોતાપેલું પોંખણું
પોખંતારે વરની ભ્રમર ઝળકે આંખડલીરે રતનાવળી
રવાયે એવર પોંખે પનોતા રવાયો ગોળિ સોહામણો
ધોંસરે એવર પોંખે પનોતા ધોંસરૂં ધોરી સોહામણું

**લોભાલાલ—** ( ૨૪ )

ધુતારા ધુતી રાખીમેં મોંધી માયા મારી. ટેક.
લખમી શુધ્ધને લોંડિયો આવ્યો બની નવોઢા મારી નારી ધુતારા.

રૂડી ચાકરી કરાવી કીધી એ બેટ ચોરવાની આશથી
જાણે જે જાઇશ હું તો પાવી ફાવ્યો નહિં એ લોભિયાના પાસથી
ખરેખરા એખર નારી જોવા એ નર
પટારાને તોડી જોયો વકર પોતાનો ખોયો
થાકીને કે કુંચી લાવો, મુજને કરવા ધાર્યો બાવો
ત્યાંતો બંદા ગ્યાતા જાણી, રાખ્યું મૂચ્છો કેરૂ પાણી
બતાવી મેં મોઘી રાઇ લઇને ચાલ્યા ભોળાભાઇ......રાખીમે

[ ૨૫ ]

**મદન મ્હેરો— પદ્મસેન, જુઠીબાઇ, રૂવુકાર વિગેરે.**

વાહ મળ્યાં સંકટ હરણુ મુદિત કરણુ મન
વાહ ફળ્યાં અકળ સકળ પુરણુ પૂરવ પુન્ય.
જડિયા જુગજીવન અનુપ જીવન ધન...વાહ.
શ્યામ શ્રીહરી પ્રગટ રૂપ ધરી વાહ વાહ વાહ
જળમાં સ્થળમાં................................, .વાહ.

**સર્વ સાહેલી—** ( ૨૬ )

આજે આનંદની રેલ (૨) કાનાને મળશું વ્રજની વાટમાં
ખેલી ખાંતેથી ખેલ (૨) ઝીલીશું સરવે જમુના ઘાટમાં
મળે મારઢારનારનેહથી ટળે સાવ આગ દાહ દેહથી
ફિર નહીં ઉચાટમાં................................આજે,

**સાખી**—શરદ પુનમની ચાંદની ખીલી છે ખુબ રંગ
રૂપેરી પટ પ્રેમથી અવની ઓઢયું અંગ
આવી રૂડી રજની રમાય માય અંગ અંગ રંગને ઉમંગસું
કાનજી કપોલ ગોલ ચ્હાય વાય પ્રીત રીત ધારશું ઉછંગસુ

સખી ગાશું ગુણિયલું ગાન, લેશું મળી સહુ શુભ તાન
સુણી ભૂલે મુનિવર ભાન કરે હરી અધર તણું પાન
**સાખી**—સોળકળા પુરી સજી, ચડયો ચંદ્ર આકાશ;
ગરવ માનુનિ મૂખનો ઉતારવાને ખાસ.
આવી વેળા વિતિ જો જાય પાછી કયારે મળેરે.
એમ હરી સંગાથે મળાય જેમ લુણ પાણી ગળેરે
**સાખી**—અનેક સરિતા એકઠી મળતી સાગર સાથ.
પ્રેમ લક્ષણા પાળિને મળિએ હરિ સંગાથ. આજે.

**જુઠી શામળશા**— (૨૭)

**જુઠી**—સાચો સ્નેહી શામળો સુંદર રાધકાનો વર
નહિં તજે હવે હાથ.......................સાચો
**શામળશા**—સ્નેહામૃત તણું સરોવર સુખનો સાગર
જડિયો જીવન સાથ
**જુઠી**—હેતથી મનાવીને મોહન રાખું ઉર સાથ સાચો
**શામળશા**—પ્યાર ધારી જીભ ગાન એનાં ગાય વાર વાર
**જુઠી**—નાથ નામનો ઉચ્ચાર ઉરમાંહિ તાર તાર
**શામળશા**—દુખ ભાર ટાળનાર એજ તારનાર
**જુઠી**—.................................સાચો
**શામળશા**—મનહર મીઠે મુખડે, વારૂં લાખો માર
**જુઠી**—પૂરણ પ્રેમે પરખીયો, સકળ સ્નેહનો સાર સાચો.

**નરસિંહ**— (૨૮)

કબુલ કરજો હરખે હુંડી મારી
થાશે વાત નહિંતો નઠારી... કબુલ.

તેલ કઢાથી પાળિ સુધનવા, અંબરિષ ભાર ઉતારી '
પાળિતર ગોપીનું કીધું, કીધી કુબજાસું યારી. ક.
રૂકમાંગદને રાખ્યો વાલા, તારી ગુણકા કુનારી;
નીરીલોચનનું પાણી ભરિયું તેમજ લેજો સ્વિકારી, ક.

લહેરચંદ— (૨૯)

હવે મને હરી નામથી નેહ લાગ્યો;
ભાગી ભીડ ભવનો ભય ભાંગ્યોરે હવે
માયા મંદિર મારાં મનથી મેં મુકીયાં ને ઇંદ્રિની ઓળખાણ મુકી.
હેમ હીરાથી હાર મઢેલા જે ચાલ્યો તે ઉપર મુખે થુંકારે...હવે મને
કોના સુત તાત કોનાં માતા ને ભ્રાત શરવે સ્વારથનાં સગપણ રાખે;
પ્રાણ ગયા પછી પાસે ન આવે, કાઢો કાઢો મુખે ભાખેરે, હવે

(૩૦)

**સારંગધર—અનંતરાય—નાગરમંડળ.**

**સારંગ-અનંત**—ઠીક જમજો (૨) દેહથી વટલેલ નરસિયા સંગ;
ધીક નાગર શ્રેષ્ટ સરતથી નેહ તે બનિયા.
**નાગરમંડળ**—(હાહા) ભક્ત નરસિંહરામ ઉત્તમ શ્રેષ્ટ તેથી કયા;
**સારંગ-અનંત**—(વાવા) પાણીમાં ડુબી મરો.
**નાગરમંડળ**—ખર છે ખરેખરો, જાને તુ હ્યાંથી પરો,
**સારંગ-અનંત**—...........................ઠીક જમજો.
લોક કેરા થોકનીદે પોક દઈ રડજો.
**નાગરમંડળ**—(હાહા) ભ્રષ્ટ થાજો નષ્ટ તુજ કુળ ખષ્ટ પણ પડજો.
**સારંગ-અનંત**—(વાવા) સાધુ છો શીરા તણા.
**નાગરમંડળ**—મુકીશ નહીં તને મણા ધીઃકારો ઘણા.

સારંગ-અનંત—..........................ઠીક જમજો.

નારદ— (૩૧)

વંદુ શ્રીપતિ કરૂણા નિધાન,
આપો સેવા અવિચ્છીન દાન.................વંદુ.
અહિપર સુનાર, નિર્જન ઉધાર, પ્રભુ કરણુ હાર, ધારી ધરા;
લળિ લળિ નમું વિશુત્રાર વાર...............વંદુ.
ત્રય હરણુ તાપ, કરસુખ અમાપ, હરી જગત બાપ, લક્ષ્મીવર
અજર અમર અજસાર સાર..................વંદો.

અપ્સરાઓ— (૩૨)

રહ્યાછો વાટમાં ઘાટમાં હાટમાં, પ્રણુતપાળ હે
પ્રણુતપાળ લળી લળીને નાથ નમીયેં પ્રીતથી.
રૂપ અનૂપ, સુગૂણુ ભૂપ, દાસ ચાહે ચીતથી;
કરણી વરણી તરણી વારિનિધી ભવતાર.——હે.
ચૌદે લોકો નિજતન માંહિ, ગિરિવર તરૂવર;
રોમ રોમ પ્રતિધર, મંગળકર જળથળ દિન દયાળ.
સુંદર દાસો વૃંદ, પુરણુ પિયુષ દાતા આનંદ;
આરૂંદ જગબંધ કાપો સુખકંદ............મંગળકર.



## અંક ત્રીજો.

કુંવરબાઇ— (૩૩)

સીમંત સમયે સારૂં, લાવેકો મામેરૂં મારૂં. (૨)
ભ્રાત નથી કે માત નથી, ઉજડ મહિયર એક તાત;
તેતો ભગત જગત રીત, સમજે ન કાંઇ જેથી હારૂં....સી.

સાસુ નણંદ વાંકા વેણુ બોલે છે દુષ્ટ દુખ દેણુ;
લોક સરવ ગરવ ભેર બોલે છે બોલશ્યે વિસારૂં.....સો.

કુંવર-છબીલ— (૩૪)

છબિલ—અતિ હરખ વરસતો મુજ મનમાં,
જોઇ સીમંત દહાડા તુજ તનમાં........અતિ.
કુંવર—એ રીતી રહી સકળ જગત જનમાં;
શું વન ઝુંપડી વર ભૂવનમાં.
છબિલ —.................................અતિ.
છકમાં બકમાં મુખથી સુખથી
બરી પુરી ફરૂં ભુલી મુદ વનમાં........અતિ.
કુંવર—આ સરવ અશુભશુભ વિધિ કરમાં,
હજી શ્રીફળ ભર્યું શુભ અવસરમાં;
બગડે ફળતો નપડે કળતો,
છબિલ—અશુભ વિચારે શાને શુભ દીનનાં........અતિ.

કૃષ્ણ— (૩૫)

જે જાળ જગતની ત્રોડી ફોડી મુજ શરણુમાં આવેરે;
ભવ દુઃખ તેનાં જાયે ભાગી, તાપ ત્રિવિધ નવ તાવેરે...જે.
સંસારીનું સગપણુ છોડી, ભક્તિ મારી ભાવેરે;
તેનો દાસ થઈ હું દોડું, જરી શરમ નવ આવેરે........જે.
સરિતા સાગરમાં મળી, લહે જેમ વિશ્રામ;
તેમ ભક્ત મુજ રૂપમાં, મળી લહે આરામ.............જે.
મારે આધારે રહે, મારા ગુણુ જો ગાય;
મનુષ્ય મજુરી આપતા, હુંથી કેમ રખાય..............જે.

તાનસેન—　　　(૩૬)

કહાં જાકે કિસ્સા સુનાઉં મેં,
જ્વાલાયે મેરા આંગ જારે..............કહાં
અંધેકા આધનાદે, કિશાકે ગલે મોતનકી;
માલાલે ડારી, કહેતે મીયાં તાનસેન,
એસેંહી બેહુદેકી આગે, સચ્ચી સેવા ગુજારી......કહાં.

સાધુઓ—　　　(૩૭)

મારૂં તારૂં મુકીધોને, ફરિ ફરિ નાવે ક્યાંઇ;
આવો રૂડો મનખો તે ગુમાવો ન બાઈ...........મારૂં.
ધરી જરી ગાદી સારી સુતા સદા શેઠો શાણા;
લુંટી ઝુંટી માયા મેળી ક્રોટી પતી કેવાણા.
ગણ્યાં નહીં જાયે તેથી, સુતો તોળી વ્હેંચે નાણાં;
એવા એવા ગયા છે ચાલી ન મળે ઠેકાણાં......મારૂં
રણે ચડે વેરી સામા ધરાને ધ્રૂજાવે ધીરા
મુછો પરે લીંબુ ઠરતાં એવા પણ વીરારે,
દેહી બખતરમાં જેની સમાતીન હાકમ હીરા,
ભલા ભલા કાળે ખાધા, સુણી સત્ય ગીરારે......મારૂં

કુંવર વસંતરાય　　　(૩૮)

કુંવર—નાથ પ્યારા, બોલો સુણી ખારા; થાયે કટકા છાતીના.
શાને ચીડો છો પ્યારા, હું છું તમારી દારા,
કરૂં ના ઘડી ન્યારા.........નાથ...............નાથ.
રથ હાંકયો અર્જુનનો એવા દીન દયાળ
સ્થે તમને ભાવે નહીં, પ્રણત તણા પ્રતિપાળ.

બોલો મારા કેમ ગમતા નથી, રામ રદય કેમ રમતા નથી;
સ્વામી સુધા કેમ જમતા નથી, જગવંધને કેમ નમતા નથી,
ચેતો થાણુ શ્યામ..............................નાથ.

વસંત—નીકળ નીકળ વિષમ વચનની કહેનાર તું,
મલિન કરે છે મારૂં, સદન નષ્ટ નાર તું;
ખા. રી. વા ણી તા રી છે.

કુંવર— (૩૯)

અરે આવ્યું શ્રીમંત શીદ મારૂં હાય માતા (૨)
જીવી કાં જગે જનની જાતાં, હાય માતા (૨)
જેવો ગોળ વિના કંસાર, તેવો માતા વિણુ સંસાર. હા.
દીવા વિના ઘર તેજ છે તેવું પીતાનું હેત છે
માતા મરી જાયા જીવી, મુવા બરોબર એજ છે. હાય.

તાનારીરી— (૪૦)

આલી જાઓ જાઓ બેગે બોલો નંદકેલાલાકો;
રાધે મરેગી જુદાઇમેં, દગા દીયો કયોં પીયા
એસો હીયો કયોં કીયો રહેગો નાહિં જીયા. આલી.
લગી હે આગી બિરહ ભભુકે આંગ જ્વાલા;
બધ્દ જરતહે ધુવત નાડી નિજકર,
ઓ ધુંવા હોવે આબજબ ન્હાવે તીયા...... આલી.
સાની સાસાગગમમધધ, નીનીધ નીનીપ નીની.
મધની સાધપમ. સાનીધ મગ મગ સાની.

ધની સાગમ ધની સાનીધ મગ મગ સાની શાગગ.
મમ ધપધ નીનીની સાની સાસા મધની ગમધની
સાની ધમગ ધમગગ સાસાનીધ મગમધનીની ધમગ...સાની.

કુંવર— (૪૧)

આવશે લાવશે શ્રીહરી સીમતમાં,
હેમ હાર હીરચીર મોતી થાળ અંતમાં. આવશે
પુર્યાં પંચાળી ચીર નવસેં નવ્વાણું;
ખાધું ખાંતેથી ખૂબ ભાજીનું ખાણું.
એક હરી આશ બીજું કાંઇએ ન જાણું. આવશે.
હર્યાં વિરંચી વચ્છ નવાં નિપાવ્યાં,
માટી ખાઇને મુખ માતા ભુલાવ્યાં,
જેણે બ્રહ્માંડ માંહિ કોટિ બતાવ્યાં આવશે.

નરસીંહ— (૪૨)

નિશદિન નટવર હૃદય વસેલા... નિશદીન
ધરો અરજ નિજ દાસ તણી ઉર
છોહ કરો ઝટ છેલા. નિશદીન.
નટખટ નાગર કરે ઠેકડી;
માંહ્ય મળી મન મેલા. નિશદિન.
કોલ યાદ કરો કૃષ્ણ કોડિલા;
બોલ સુણો મુજ બેલા. નિશદિન.
બાર મેઘ તમ હુકમેં હાજર;
વરસાવો વર વેલા નિશદિન.

સ્ત્રીઓ— (૪૩)

આજે આનંદનો અવસર આવ્યોરે તેને પુન્યેરે
બાળક કુંવર વહુને પેટ લાવ્યોરે. તેને પુન્યેરે
સાસુ સસરાને સારાં સંતોષ્યાંરે તેને પુન્યે
એવાં પુન્યોનાં ફળ આજે પોષ્યાંરે, તેને પુન્યેરે.

કૃષ્ણ— (૪૪)

આવાં કામ અનેક કરીશું,
કાગળ વાંચીને વિચરીશું;
લાખ કરોડો રૂપિયા દેશું, હરદમ હુકમે હાજર રહેશું.
જ્યાં જઈ વેચો ત્યાં વેચાશું વાણોતર થઇ વહેલા ધાશું.
આવાં કામ.

નરસીંહ તાનારીરી— (૪૫)

જસોદાના જાયા ડાહ્યા, સુભદ્રાના વીરારે;
વારે આવો વેલા મારી હૈયા કેરા હીરારે.
મારેતોછે ઓથું સાચી, આવોરે હાં વાલા આવોરે
( હાંરે હાંરે લાલજી )

યાચું છું તમ આગળે, મુજ સેવકના શેઠ
એક હીરનું કાપડું દીયો આપની એઠ. જશોદાના.
મામેરૂં મોટું કરી, કર્યાં કોટીનાં કાજ,
એક હીરતણી કાપડે, જાવા બેઠી લાજ. જસોદાના.

**નરસિંહરામ વિગેરે— (૪૬)**

મોહન તારી માળારે, આઠે પહોરે મુકું નહીં
કાના અંગે કાળારે, ચીતડેથી હું ચુકું નહીં. મોહન.
જેમ પપીયો પીયુ પીયુ રટતો રાખી ટેક
સર સરિતાનાં જળ થકી પીયે ન ટીપું એક.
તેમ જપું તુજ નામને વ્હાલ ધરી વિશેક;
બીજા બધા ચાળારે તેની કને ઢુંકું નહીં.
જેમ લહી શીર બેડલું પનીહારી પથ જાય;
બોલે ચાલે કર તાળી લે, સુરતા બેડા માંય.
તેમજ મારી સુરતા લાગી, ત્રિકમ કેરે પાય;
વળગે વિષયજાળારે તેને માથે થુંકું નહીં. મોહન.

**લહેરચંદ, સારંગધર— (૪૭)**

લહેર—શ્રીહરિ જેહનો સ્વામિ, કગશો શું તેને કામી,
સારંગ—પાપીને પરતીય ગામી, ક્યાંથી જાણ્યા બહુ નામી;
લહેર—અઢાર ક્ષોણી સન્યા પદચર હય ગજરથની જામી,
ડીંટાડીનાં બચ્ચાં તેમાં ઊગારીયાં નહીં ખામી,
એ જાણી થયો અનુગામી.....................શ્રીહરિ.
સારંગ—અંગ ઉજળુ મનડું મેલું, હીણા હોય હરામી,
વાણી વદતા વેદ તણી પણપર દુષણના દામી;
આ પવિત્ર પદવી પામી, ક્યાંથી જાણ્યા બહુ નામી.
લહેર—.......................................શ્રી હરિ.

કુંવરબાઇ }
જુઠીબાઇ } (૪૮)

જારે જા જારેજા ખરેખર તું હરામી,
કામી સ્યામ મુખ લહી દુરથા,
કળીયુગ તણો દૂત અધમતું,
નવદ વેણુ તજી સાવ શરમતું.
કહુ લળીજા, દૂર ટળીજા;
જાગી બળીજા ધુળ મળીજા.........જારે જા.

નરસિંહરામ વિગેરે— (૪૯)

વારેધા વિઠલા વેલા, ધોજારો રાય છે ઘેલોરે;
વહાણેં વંચાવશે મેલો..............વારેધા.
પ્રણુત પાળવો પદ છે તારૂં પાળ ત્રિભોવનનાથ,
મોટાઇ મુકીને મુકમાં મોહન હેતેં ઝાલેલો હાથ.
હરિ શીદ આપ હડસેલો...................ધોજારો.
તાત તારા તને તેડીને ત્રિકમ ચોરી લાવ્યા ગોકુળ;
તાતનાં લક્ષણ તુજમાં આવ્યાં, ચોર્યાં નારી પટકુળ;
ખોલાવે કાં ખોટના ખેલો...................ધોજારો.
કોડીનું કિમતી સુતર કાચું, ફુલડાં કેરી માળ;
તેમાં લોભાઇને જાત તેં તારી, દેખાડી દીધી ગોવાળ.
પસાયેતું આપતો પેલો.....................ધોજારો.

નરસિંહરામ— (૫૦)

વારેં ચડ વાલા મારા વ્રજના વાસી, મૃત્યુના મુખથી મુકાવારે
સ્યામાની સોડ છોડી દામોદર આવ દોડી, હુંને કરૂંછું કાવા દાવારે

પ્યારીને મૂક પરી ભક્તોની ભાળ કરી મોટાઇ રાખ તારી માત્રારે...વા.
ત્યેંદળનો રથ હાંક્યો રાધાવર રંગ રાખ્યો કૌરવના કુળને કપાવારે
ભક્ત વત્સલતા તારી વ્હાલા તેં ક્યાં વિસારી જાદવા કાંદે માથું જાવારે
મોરારી મોટો કિધો કાનાતેં કોલ દીધો, સાહે સંકટમાંહે થાવારે;
વિસારી કોલ તારો પાળજે સોગ મ્હારો, જાજે જમુનાંજીમાં નાવારે.વા.

**નરસિંહરામ—** **(૫૧)**

વા વારે વાદીલા વિચારી વાત
મેં વાલ્લા વિતાવી વસમી રાત
ઠીક પધાર્યો પ્રભુ તું પ્રભાત
બૂઢા બળદ તેં છુટી પુંદળ અતિમને દોડાવીયો.
પ્રિતની રાસડીથી તને નાથ્યો, તોય બંધ તોડાવીયો;
ઝોરીયો આવ્યો ગમાણે પ્રાત, મરણુ મોથી મુકાવીયો તાત...વાદીલા



# જાહેર ખબર.

નિચે મુજબ કિમ્મતથી નાટકના ઓપેરાની ચોપડીઓ જે સાહેબોને જોઇતી હશે તેને રોકડે પૈસે વાંકાનેર આર્ય હિત વર્ધક નાટક કમ્પની પાસેથી મળશેઃ—

| | | | |
|---|---|---|---|
| જગતસિંહ નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| શૈલબાલા નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| ચંદ્રકાન્તા નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| નર્મદા......નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| શરવીરશીવાજીનાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| પ્રેમચંદ્રિકા નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| સીતા સ્વયંવર નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| સત્યવાદી હરિશ્ચંદ્રના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| કુમુદ કિશોરી નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| મહારાણા પ્રતાપના... | ઓપેરા | ... | ૦—૨—૦ |
| ગોપીચંદ નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| કેદારસિંહ નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| સતી સુંદરબાના ... | ઓપેરા | ... | ૦—૨—૦ |
| ઇન્દુમતી નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| રમણ સુંદરી નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |
| સંસારી સાવીત્રી નાટકના | ઓપેરા | ... | ૦—૨—૦ |

ઉપરનાં પુસ્તકો કંપનીના મુકામેથી મળશે તેમજ ગુજરાતના તમામ નામીચા શેહેરોમાં અમારી કંપનીના દરેક એજંટો પાસેથી મળશે—વિનંતી.

ગ્રંથકર્તા.